# चांपराजहाडो अने सती सोन-
# गणीना नाटकनां गायनो.

રચનાર

ભટ્ટ. ગોવરધન સદારામ.

લસુંદ્રાના.

છપાવી પ્રસિદ્ધ કરનાર.

બુકસેલર. મનસુખલાલ મગનલાલ

## અમદાવાદ

न्यायसागर प्रेस.

સંવત ૧૯૪૫ સને ૧૮૮૯



કીમત ૨ આના.

# चांपराज हाडो ने सती सोनराणीनां नाटकनां गायनो.



## मंगळाचरण

**સર્વપાત્રો.** સ્થળ રંગ ભુમી,

રાગ મન કલ્યાણ.

પ્રભુ પરાત્પરા પુર્ણ ઈશ્વરા, નમૃ થઈ તુજને નમુ ધરા ધરા. ટેક.
હે ઈશ્વર જગદીશ્વર સ્વામી તું પ્રભુ પરમ કૃપાળ.
તુમારણ તારણ સુખ કારણ ભવ બ્રહ્મા ભુપાળ, પ્રભુ.
આ જગમાં આધાર સદા તુજ સૌ બંધવની બેલ,
તુજ કૃપાથી જગત પ્રકાશીત તુજ કૃપા આ ખેલ. પ્રભુ.
અવર નહી આધાર અમારે છો શેવક સુખકાર,
ગ્રહી હાથ નીભાવો જગમાં જયજય જુગદાધાર. પ્રભુ.
હું છું દીન દુખી તુજ બાળક પાળ મને પરમેશ,
બાંહ્ય ગ્રહીને પાર ઉતારો મહીમા વાન મહેશ. પ્રભુ.
સુર્ય ચંદ્ર આદી અવની છે તે સઉ આપ પ્રતાપ.
કર રક્ષણ તું મારૂ નિત્યે જપુ અહરનિશ જાપ. પ્રભુ.
સ્નેહ ધરી સજ્જનની આગળ પ્રિતે કરૂ પ્રણામ,
આર્ય બંધુની શેવા સજવા આરંભુ આ કામ. પ્રભુ.

સુંદર નાટક નવીન ભજવવા આજ ધરૂ ઉચ્છાય,
અલ્પ મતી કરી શું કરી જાણુ પંચ કરજો સહુ સહાય. પ્રભુ.
હે જગદીશ્વર હવે કરૂંહું નાટકની શરૂઆત,
સતી સોનરાણી કેરૂ તે સુણજો સર્વે બાત. પ્રભુ.
પતિવ્રતાને માટે તેણે કેવું કીધું કાજ,
અંતે જય પામ્યાં એ કેવાં તે દર્શાવું આજ. પ્રભુ.

**નટી—** **ઝીંઝોટી લાવણી.**

આવ્યો છે વસંતજ આજે, નીર્મળ આકાશ બીરાજે; ટેક.
ફુલ્યાં છે ફુલ ચોપાસે, મન પ્રસન્ન થાય સુવાસે.
સુભ ચંદ્ર ચડ્યા આકાશે,
મુજ મન,હર્ષ છું તન, જોબને વન; પુષ્પ આ છાજે, નિર્મળ.
પોકારકરે બહુ પ્રાણી,કોયલ બોલે સુભ વાણી;આ મનહર રતને જાણી
ચાચંદ, બીરીગો વૃંદ, થાય આનંદ, વીરહ બહુ ગાજે. નિર્મળ.



# सती सोनराणी ने चांपराज हाडानुं नाटक.



## પ્રવેશ ૧ લો.

### સ્થળ સોનરાણીનો રંગ નિવાસ.

**સોનરાણી**-(પોતાના પતિ રાજ્યના કાજમાં થોડી મુદતનો વાયદો કરી ગયેલા પણ ત્રણ દીવશ થયા આવ્યા નથી માટે પતીની વાટ જોઈ અન્ન જળ લીધા વીના ઉદાશ થઈ બેશીને પોતાની દાશી પ્રતે કહેછે.)

**ઈંદરસભાના ઢબની ગજલ**

કેમ આવીયા ન સ્વામી કહેને થાણી દાસ,
યોગ આ વિયોગનાથી થાઉં છું ઉદાશ.
ખાન પાન ભાન ભુલી કાજ દેહનું,
કાળજુ ચીરાય ધ્યાન થાઉ તેહનું.
પલક એકનો કરીને વાયદો ગયા,
કેમ મુકીને મને વિયોગીએ થયા.
ગોઠતું નથીજ અન્ય સ્વામી વીણ બાઈ,
દહન થાય દીલ મારૂં નાથશું જુદાઈ.

પલક એક વર્ષ સમી થાયછે મુને,
સ્વામીનું વિયોગ દુઃખ શું કહું તુને.
બાગને ફુવારા ફુલ શેજના ગમ,
પ્રાણ પ્યારા પુરે મુજ મનનું ભમ.

**દાશી-** **અનજારા.**

ચિંતા નકરો મુજબાઈ, મળશે વહાલાની વધાઈ, ટેક.
પ્રભુ પીયુની રક્ષા કરશે, નિશ્ચે સંકટ સૌ હરશે.
રહો ગોવીંદના ગુણ ગાઇ મળશે.
છે રાજકાજ સહું એવાં, પરમારથ કામો દેવાં,
સમજોછો તમ સહુ બાઇ, મળશે.
તે માટે ઉદાશી ન થઇએ, ચાલોને બાગમાં જઇએ,
શાં પુષ્પ રહ્યાં સોભાઇ, મળશે.
પ્રિતીછે આપની કેવી, મધને મધુરના જેવી;
સ્વામીની ભકિત સદાઇ. મળશે
ધન્ય બાઇ પતિવ્રત તારૂ, નિશ્ચે મુકિત દેનારૂં;
સર્વદા પીયુ ગુણ ગાઇ. મળશે.

આરામને માટે બંને જણ બાગમાં જઇ બેસેછે અને એટલા માં ચાંપરાજ આવેછે તેથી અતીશે ખુશી થઇને રાણી કહેછે.

**સોનરાણી-** **રાગ રાસડાનો**

સ્વામી આજનો દીન આનંદ પીયુજી પધાર્યારે,
ટળ્યું સર્વ વિયોગનું દુખ વીદેશથી આવ્યારે.
રૂડા બસંત ફુલ્યાં ફુલ આ બાગે બિરાજેરે.
આંબા જાંબ કદંબ ને વેલ ચોપાસે છાજેરે,

રૂડો ચંપો ચંબેલી ગુલાબ મોગરો કેવોરે,
કરૂં શીતળ સુંદોર હાર ગમે સ્વામી તેવારે.
અર્પુ ઉત્તમ પુષ્પના હાર નાથ રીઝાવારે,
જેથી થાઉ હું મન રળીઆત પીયુ ગુણ ગાવારે
ધયો સ્વામી તણો સંયોગ પુજન શીવ કરવુંરે,
આપે ઉમીયાજી નાથને સુખ એ વીધ આદરવુંરે.
રૂડા વસંત કેરા વીલાસ કરો અંગીકારરે,
નીર ઉના થકી કરો સ્નાન પ્રાણ આધારરે,
કરૂ પુજન વીધથી સર્વ શ્વામી તમારૂરે;
જેથી દુર રહે મુજ દોશ ટળે દુખ મારૂરે.

(આવી મૃદુ વાણી સાંભળીને ચાંપરાજ ઘણા ખુશી થઈને સોન રાણીને કહે છે.)

---

## ચાંપરાજ— માલીનીછંદ.

વચન સરવ તારાં છે સુધાપાન જેવાં,
અગણિત સુખ આપે સર્વદા શાંતી તેવાં.
સરવ ધરમ જાણે સત્ય કેરો સદારે,
અઘટિત વદિના તું મુજ શું તો કદારે.
અધિક અધિક પ્રીતી સ્વામીની સાથ તારી
પતિવ્રત ધરનારી પ્રાણ પ્યારીજ મારી,
પરમ શરમ વાળી લાજ ધારી વધારી,
નિરમળ કુળ તારી છે સદાવ્રત ધારી.

## પ્રવેસ ૨ જો.

---

### સ્થળ રાજકચેરી.

અરે લાલદેવ—એ રાગની ગજલ.

**ચાંપરાજ.—**

ક્હોને ખબર મુજ પ્યારા પ્રધાન,
પ્રજાને સદા સુખ કે દુખ માન;
ગરીબ તાલેવંતને મળે કેવો ન્યાય,
હરામી નફટ ચોરને શી શીક્ષાય.
શીફારસ કરે કોણને લાંચ લે,
અમલદાર એવા અરે કોઈ છે ?
સદાવૃત સર્વે ક્હો આલતાં,
વળી વિપ્રને દાન શાં આલતાં,
પ્રજાશું વદે રાયની સર્વ વાત,
ક્હો દેશમાં કેવી ચાલેછે ખ્યાત.

**પ્રધાન—**

સુણો બુંદીકોટા તણા આપ રાય,
રૂડાં ધર્મ સાસ્ત્રો થકી ન્યાય થાય.
પ્રજાને સદા આપથી ખુબ સુખ,
નથી આપના રાજ્યમાં લેશ દુઃખ.
સહુને ગણોછે સદાએ સમાન,
નફટ ચોર શીક્ષા મરે જ પ્રમાન,

અમલદાર કો લાંચ લેતા નથી,
સદા સત્ય ધર્મે રહે સર્વથી.
સદાવ્રત સર્વ સદા ચાલતાં,
પ્રતિદીન ગૌદાનતો આપતાં.
જેહછે પ્રજા સર્વ આશીસ બોલે,
સહુ દેશના લોક કરતા કલોલ.
વિદ્યાદાન બહુ બાળકોને અપાય,
રૂડા વિપ્ર હાથે મહા યજ્ઞ થાય.
દુખી અંગ રોગી સુખી થાયછે,
સહુ સ્થાનમાં શાંતી જોવાયછે.

**આંપરાજ**— ખુશ રહો મનમજા—એ રાગની લાવણી

તું રૂડો વિવેકી વજીર વાતશી તારી,
સંભાળ સદા રાખેછે પ્રજાની મારી.
તુ રાજ્યકાજ પ્રવિણ યુદ્ધમાં એવો,
સુમતી નામછે સત્ય સુમતી જેવો.
બારીક તપાશી ન્યાય કરેછે ભારી,
તે કારણ જગમાં વધી આબરૂ મારી.
સર્વે કામોમાં કુશળ વીરરે મારા,
સા ગુણ કથવા બહુ સદ્ગુણ સોતારા.
મળવી આપ્યોછે સચીવ પ્રભુએ મુજને,
સાબાશ કહું સુમતી સદા હું તુજને.

**પ્રધાન—** રાગ ઓખાહરણનો.

છો પવિત્ર સદા આપ ભુપ,
રૂડું રાજ્ય કરોછો અનુપ.
સર્વ પુન્યછે રાય તમારૂ,
નથી કીંમીત એમાં અમારૂ.
અમે દાસ સદા આપ કહીયે,
રાય આશરે આવી રહીયે.
જેવો હજુર હુકમ થાય,
અનુસરીને તે વર્તાય.
સર્વ પ્રજાનુ પાલણ કરવું,
દીન અશકતનું દુખ હરવું.
તેવો રાય તણો છે ધર્મ,
સહુ શાસ્ત્રનો સમજી મર્મ.
ભોજ વિક્રમ આદી જેહ,
તેમ વર્તી અમર થયા તેહ;
તેવા આપછો આજ ભુપાળ,
સર્વે પ્રજા તણા પ્રતિપાળ.
માટે આવુ ઘટે નહી અમને,
ગણીએ સર્વ થકી શ્રેષ્ટ તમને.

## પ્રવેશ. ૩ જો

### સ્થળ સોનરાણીનો શયન ગ્રહ.

સોનરાણી અને દાશી.

**સોનરાણી—**( પોતાના પતીને દલ્લી જવાનો વખત નજીક આવ્યો તેથી અતીશ ઉદાશી થઈને પોતાની દાશીને. )

## ગજલ ઇંદરસભાની.

સુનહો કાલા દેવરે—એ રાગ.

સુનહો શાણી દાસરે શું થયા હવે છમાસ,
શ્વામી દિલ્લી પધારશે અકબરશાની પાસ
કેમ જાશે દીન મારા નાથનો વીયોગ,
પલક એક વર્ષ સમા જાણવો આ જોગ.
ચાકરી એ શાહની કરવી પડે છમાસ,
સાંભળીને સદ્ય આજ થાઉછું ઉદાશ.
પતી સંયોગમાંજે મને સુખ થાયછે,
જોઇ રંગભોગ દેહમાં પીડાયછે.
સુખ એક જાણું શ્વામી દેખી દીલમાં,
થાય જો વીયોગ જોગ રોગ તનમાં.
નારીનો છે ધર્મ રહેવું શ્વામી સંગમાં,
આદરી ઉપાસના ને ભકિત અંગમાં.
તેહ નારી જાણવી સદા પતિવૃતા,
તો હવે રહેવાય કેમ શ્વામીજી જતા.

## આશાગોડી.

શી પેરે હવે રહીશ પતિવીણ શી પેરે હવે રહીશ. ટેક
સુખ દુઃખ કોને કહીશ. પતિવીણ.
આ સુભ વસ્ત્રો આભુષણ ઊત્તમ,
તે સૌ હવે તજીશ. પતિવિણ.
રંગ નીવાસ તજી વંનવાશી,
શ્વામી પધારી કરીશ, પતિવિણ.

કુમકુમ કેસર ચંદન આદી,
નહી કદી અંગે ધરીશ પતિવીણ.
અંગે તેલ ફુલેલ લગાવી.
નહી કદી સ્નાન કરીશ પતિવિણ.
સ્વામી વિયોગમાં શું સુખમાણું
મુંખ થકી નાથ જપીશ. પતિવિણ.

**દાશી—**

સત્યછે પતિવ્રતનો ધર્મ આપનો,
શબ્દ સર્વદા રહેછે સ્વામી જાપનો,
બાઇ આપના સમાન કોઈના હશે.
જો હશે તો મુકતી પામી મોક્ષમાં જશે,
સ્વામીજી હવે જરૂર દિલ્લિતો જશે.
નાથના વિયોગે તન દુબળુ થશે.
પણ ઉપાય અન્ય નથી સ્વામીનો હવે,
માસ વિતીયાકે બાટ દિલ્લીમાં જવે,
સીરતાજ સર્વનો એ રાય શાહછે,
હિંદુ મુસલમાનનો એ શીરદારછે;
તેજ કારણેથી સર્વ ક્ષત્રીઓ નરપા,
પુત્રી આપવાને મુસલમાનએ ગરપા.
મિત્રની સમાન જાણે ક્ષત્રીની કુમાર,
તેથી મુસલમાનને ક્ષત્રી થયાછે યાર;

**સોનરાણી—** **ગીતી.**

સાંભળ શાણી દાશી અરે હવેતું આ શીક્ષા માંથી,

પતિ વિયોગે દીન આ વર્સ સમા તે કેમ જશે પ્યારી.
કઠોર ચિતડુ કંપે કદીન ઝંપે કાળજડું લાગે,
સ્વામીનાજ વિયોગે સુણુ બેની ભીતર મનડુ ભાગે.
નહીં ગોઠસે મુંજને મન વાળુથું પ્રેમ કહાં લાગી.
દિલ્હીમાં જાવાની કઠણ નોકરી શ્વામીને આવી,

## પ્રવેશ ૪ થો.

---

### સ્થળ ચાંપરાજનું અંતઃપુર.

ચાંપરાજને સોનારાણી.

**ચાંપરાજ—**                **સાખીઓ.**

મારે જાવુંછે દિલ્હી શેહેર. પ્યારી મારી વાત સુણોને,
શાહ અકબર કેરે ઘેર, પ્યારી મારી વાત સુણોને.
ખટ માસે હવે આવશુ ના કરશો કાંઇ કલેશ,
ખાઓ પીઓ દીન નિર્ગમો,તમ શોચ ન રાખશો લેશ, પ્યારી.
મુકી તુંજને એકલી જાતાં થાઉં ઉદાશ,
પણ પ્યારી નહી છુટકો, ગયા વીણ અકબરની પાસ. પ્યારી.
ભોગવશો નહીં દુઃખ કાંઇ નિર્ગુણ મારી નાર,
સંભાળો સહુ રાજને કાજે જાઇશ હું નીરધાર. પ્યારી.
તુંજને સોગન માહરા જો વેઠે કઇ દુખ,
ધર્મ નિયમ નિત્યે કરી તમ ભોગવો સુંદરી સુખ. પ્યારી.
હેત ક્ષમો શાકારણે આવીશ પ્યારી કાલ,
પતિવ્રત ધર્મો પાળતાં, તુજ તન મને બે હાલ. પ્યારી.

સોનરાણી.--

તમે સાંભળો પ્રાણઆધાર કરૂં છું વિનતી સ્વામી,
નહી વેઠાય આપ વિયોગ કહે દાશી શીર નામી.
સંયોગે સુખ થાયછે વિયોગે દુઃખ દેહ,
પતિવ્રતાનો ધર્મએ શાને ધરો સદેહ. કરૂં છું.
આપ જશો દીલ્લી ભણી તજશુ સૌ સણગાર,
છતરપલંગ શૈયા વળી રૂડા મુકીશું અમ્રત આહાર. કરૂં છું.
સ્વામીછે ત્યાં સુખ સૌ વીણ સ્વામી દુખ થાય,
શું કરવા શુભ મેહેલને, એક પળ વરસની જણાય. કરૂં છું.
કર કંકણ નેપુર વળી ઉત્તમ કંઠે હાર,
આભુષણ સૌ ઓપતાં, જો હોય સંગે ભરથાર. કરૂં છું.
કઠણ ધર્મછે નારનો જો પતિવ્રત ધરનાર.
નહી સ્વામી વીણ શ્રેષ્ટકો જાણે જીવન પ્રાણઆધાર. કરૂં છું.

**કહું શું નશીબે દુખીયો કીધોછે. એરાગ**

સ્વામી વીના હવે કેમ રેહેવાશે,
ખટ માસ વિયોગ કેમ ગળાશે. સ્વામી. ટેક.
અરજ કરૂં હું આપની પાસે.
આપ વીના આ દીન કેમ જાશે. સ્વામી.
દ્યો આગના મુને સાથે થવાની,
કરગરીને કરૂ અરજ ઉદાશે. સ્વામી.
કહોતો પુરૂષનો વેષ ધરીને,
ચાકર થઇ રહુ આપની પાશે. સ્વામી.

કહોતો અકબરને અરજ કરૂં હું,
નોકરી માફ કરાવુ તે પાસે, સ્વામી.
સ્વામી વીયોગ સહન નવ થાતો,
ભરી વસ્તી મહી ઉજડ ભાસે. સ્વામી.
અરજ સુણી આ વિચારોને ઉરમાં,
જળ વીણુ મિનથી કેમ જીવાશે. સ્વામી.

**ચાંપરાજ**-- વણઝારાનો રાહ.

કલ્પાંત આવડો કેમ કરે સુણુ નારીરે,
દિલ્લી જઇને આવીશું કાલ. હો પ્રાણુ પ્યારીરે. ટેક.
ગાંડુ ગાંડુ શું ગાય છે સુણુ નારીરે.
કેમ વેશ બનાવે બેહાલ. હો પ્રાણુ પ્યારીરે
ઘર બેઠાં ભકિત કરો, સુણુ નારીરે,
પાળો પ્રિત પોતાનો ધર્મ. હો પ્રાણુ પ્યારીરે.
સમય વીચારી રહેવું સદા, સુણુ નારીરે.
જાણી મુળનો મોટો મર્મ. હો પ્રાણુ પ્યારીરે.
વાર શી માત્ર છ માસની, સાંભુ નારીરે.
વીતે આવીશ તુરત એ વાર. હો પ્રાણુ પ્યારીરે
માટે આ આક્રંદ છોડીને, સુણુ નારીરે.
આપો આજ્ઞા ઓ નિર્ગુણનાર. હો પ્રાણુ પ્યારીરે.

( સોનરાણી પતિનો વીયોગ થશે એમ જાણી ધરણી ઢળી જાય છે. રાજા તેને શુધ્ધિમાં લાવે છે અને પછી ઘણા પરીશ્રમે રાજાને રજા આપે છે તેથી પ્રાતઃકાળે ચાંપરાજ દિલ્લી તરફ રવાના થાય છે. )

# પ્રવેશ ૫ મો.



## સ્થળ દિલ્લીમાં અકબરશાહનો દરબાર.

અકબરશાહ, બીરબલ, ચાંપરાજ, પહાડશી વિગરે સુભાઓ.

**અકબરશાહ**—( બીરબલને. ).

**ગજલ.**

સુનોજી ક્ષત્રી રાજકુ ભેજાથામેં હુકમ,
બુલાને આપ પાસ જલદી આનેકા કસમ;
કરતાહે આધા બરસ આકે નૌકરી સભી,
આયાહે કૌન દેખકે કહો મુજે અભી.

**બીરબલ**—

તેજ આપકાહે શાહ જગતુમેં અપાર,
કૌન હુકમ તોડકે કસમ નમાને યાર;
કામરૂ કોકણ ગુજરાત આદી દેશ,
સોરઠને શીંધ સભી આયાહે નરેશ.
માલવા મુલતાન જોધપુરકાહે રાય,
બુંદીને જયપુર સર્વે બેઠીઆ સભાય.

**અકબર**—( રજપુતોને પ્રીતથી કહે છે. )

સુનોહો રાજપુત સભી દોસ્ત હો મેરા,

હરદમ કરૂં મેં યાદ પ્યારો નામ તુમેરા;
સારાઓ હીંદુસ્તાન દેઓ રાજહે મેરા,
કહેતા જુબાસુ સાચ એ પ્રતાપ તુમેરા.

**સૌ સરદારો—**

પુન્ય આપનું છે મોટુ સાંભળોને શાહ,
તેજ કારણે છો આપ દિલ્લી બાતશાહ;
રાખતા બરોબરીએ હીંદુ મુસલમાન,
સ્નેહ રાખી સર્વદા ગણો સૌ સમાન.
માન્ય આપતા વળી વિશેષ સર્વને,
ગુણવાન છો કદી કરો ન ગર્વને;
તેજ કારણેથી સર્વ પ્રિત રાખતા.
શ્રેષ્ટ સર્વથી ગણીને સત્ય ભાખતા.

**અકબરશાહ**—( સભામાં કોની સ્ત્રી સતી છે તે વિષેની ચરચા ચલાવે છે. )

**ખુશ રહો સનમજા—એ રાહની લાવણી.**

સુણો ન શાણા શીરદાર વાત એક મારી,
સાચુ કહો કોને ઘેર સતી છે નારી;
પાળે છે પતિવ્રત ધર્મ શિયળ સાચવતી,
સ્વામીને ગણી શીરછત્ર જમાડી જમતી.
પ્રાણથી અધીક છે પ્યાર જેહને અંગે,
નવજુવે અવરનું મુખ કુષ્ટને સંગે;

પવિત્ર એવી જે નાર કહો કો ઘરમાં,
શામા શું એવી હશે કળી અવસરમાં.

( આખી સભામાં કોઇને પોતાની સ્ત્રી સતી છે એવી પક્કી ખા તરી થતી નથી તેથી કોઇ બોલતું નથી તેથી અકબરશાહ કહેછે. )

**અકબરશા—** **બનજારા.**

ક્ષત્રીની ગઇ ક્ષત્રાઇ, સૌ કાયર બનીયાભાઇ.
નહી જગમાં કોસતી નારી, સર્વેને ઘેર વ્યભીચારી,
મિથ્યા જાણી મોટાઇ. સૌ કાયર.
રજપુત તણીજે રાણી, ગુણ ગાઉ પવિત્રજ જાણી,
પણ તે ઠાલી ઠકરાઇ. સૌ કાયર.
પરદે રહી જારજ રમતી, બહુ કામ કુકર્મનાં કરતી,
તે વાત સહુ સમજાઇ. સૌ કાયર.
મોટમ સહુ ક્ષત્રી માણે, પરનારી ગત ના જાણે,
તે આજ સહુ સમજાઇ. સૌ કાયર.

(બાદશાહનાં આવાં મર્મવચન સાંભળ્યા છતાં પણ કોઇ ઉત્તર આપતા નથી તેથી આ વેશમાં આવી ચાંપરાજ એકદમ સભા મધ્યે ઊભા રહી બાદશાહને કહેછે. )

**ચાંપરાજ—** **વિજયટેકનો રાહ.**

સુણો અકબર શાહ મુજવાત, ક્ષત્રીની લાજ કેમ જશેરે,)
સભા મધ્ય કહુ સાક્ષાત, ક્ષત્રીની.
નથી મધુ રજપુત કેરૂ નુર, ક્ષત્રીની.
જેનું અદભુત ઉત્તમ શુર. ક્ષત્રીની.

આઇ સૌગનને કહુંછું આ વાર, ક્ષત્રીની
મારે ઘેર છે પતિવ્રતા નાર. ક્ષત્રીની
મીરાં બાઇને દમયંતી જેમ, ક્ષત્રીની
શીતા અને વળી અહલ્યા તેમ ક્ષત્રીની
એવી સતીયોમાં સહુ શીરદાર, ક્ષત્રીની
મુજ પતિ સતી નીરધાર, ક્ષત્રીની
ખરી ખાતરી વચન કર દેઇ, ક્ષત્રીની
કરૂ સરત હુકમ શીર લેઇ. ક્ષત્રીની

**અકબર—** [ સરત કરેછે. ]

## ગીતિ.

જો સત્ય ચુક નાગી કહુંછું સાચુ દંડ પ્રાણ લેઉ,
સભા સરવના જોતાં બાગોળે જઇને ફાંશી દેઉ.

(ચાંપરાજની સ્ત્રીનું સત્ય ભંગ કરવાને બાદશાહ જોડું ફેર. વ છે તેવામાં શેરબેક નામનો મુસલમાન બાકુ ઝડપીને ઉભો થઇ બોલે છે).

**શેરબેક—** **વિજયટેક.**

સુણો અકબરશાહ આવાર, ક્ષત્રીની લાજ આજ લઉરે,
જઇ ભાળવું એ સતી નાર; ક્ષત્રીની.
નિશ્ચય કરી આવું આ કામ; ક્ષત્રીની.
ત્યારે શેરબેક મારૂ નામ. ક્ષત્રીની.
નહી રહી શકે ગર્વ લગાર. ક્ષત્રીની
જઇ માણુ ચાંપરાજ કેરીનાર. ક્ષત્રીની
આપો હુકમ મને જાવા કાજ. ક્ષત્રીની
કામ કરુ જઇ હું શીરતાજ. ક્ષત્રીની

ઓળવું હું એક પલકની માંય. ક્ષત્રીની
બાનું અંગ નીશાની જઈ ત્યાંય. ક્ષત્રીની
( શેરબેકમીયાં તાજીહે બુંદીકોટ વીદાય થાય છે. )

---

## પ્રવેસ ૬ ઠો.

## સ્થળ બુંદીકોટામાં માલણનું ઘર.

**શેરબેક—** **ગજલ.**

અરે હવે શું કરવું મારે કયે પ્રકારે કામ,
આરેઅમ હું ફરી વળ્યો પણ ના પહોંચ્યો મુજ હામ.
દાસીનું મુખ દીઠું નહીંતો રાણીની શી આશ,
શું કરવું કંઈ સુઝ પડે નહી થાઉં અતી ઉદાસ.
સરત કરી મેં શીર ગયાની અકબરશાની સંગ,
અહીંતો કામ કઠણ છે તેથી નહી રહે મારો રંગ.
અરે હાય મુજને શું સુઝયું કેમ ભુલાયો આજ,
નહી દેખું હું સોનરાણીને જાશે મારી લાજ.
(પછી વીચાર કરીને માલણ પાસે જાયછે અને તેને કહેછે.

**ગજલ.**

કરીને કંઈ પ્રપંચ જાવું સોનરાણી પાસ,
આવીપોતે કાજ માલણ તાહરે આવાસ.
માહરૂં આ કામ સરવ તુજથકી થાય,
કરીને કંઈ ઉપાય રાણી મહેલમાં જવાય.
આપુ હું હજાર પાંચ મહોર તુજને,
સોનરાણીની નીશાની આપ મુજને.

**માળણ—**

એહ વાતની બીયા શુ સરત તેં કરી,
સોનરાણી છે સતી પવિત્ર સુંદરી.
જેમ તારામતીને છે હરિશ્ચંદ્ર રાય,
જેમ દમયંતી નળરાય જો જવાય.
તેમ આપરાજ સોનરાણી જાણવી,
સર્વપણી શ્રેષ્ટ તેહને પ્રમાણવી,
સરત કરી આવીયા પણ કામ ના સરે,
કપટ કરી જાય તોય સહુ ન મરે.

(પછી વીચાર કરીને માળણ આપરાજની ફોઈબા બની કપટ ધરી સોનરાણી પાસે જાયછે.)



## પ્રવેશ ૭ મો.

સ્થળ સોનરાણીનું અંતઃપુર,

ફોઈબા અને સોનરાણી તથા દાસી.

**ફોઈબા—** **વણજારા.**

કેમ તજ્યા સો શણગાર, ઉદાસ દીસે કેમ નાર.
કેમ વસ્ત્ર આભુષણ મુકી. વિધ વિધ હારપાશ્રત મુકી,
લાગે છે દુઃખ અપાર. ઉદાસ—
સુંદર કાંતી કેમ ઝાંખી, કેમ ભુપર સેજા નાખી,
કેમ તજ્યા અન્નત આહાર. ઉદાસ.
નાકે નથી વાળી ધાપે, નહીં ચંદન લેપન લાપે
શું દુઃખ વેઠે આવાર, ઉદાસ.
નથી રાજ તણી કંઈ ચીતા, દીસે નથી મોં શું ચિંતા

ઉત્તમ વસ્ત્રો ધરનાર, ઉદાશ.
ચાલો બાગ બગીચે જઇએ. શીતળ સુગંધી લઇએ;
ફુલ્યાં છે ફુલ અપાર, ઉદાશ.

**સોનરાણી- સૈયર દુખ શું દાખવું.**

વૃધ થઇ વાક્ય શું કેહે કોઇ આવુ વચન,
વિયોગ વેદના થાય છે મારૂ તરફડે તન.
સ્વામી વીના સુખ શું કરૂ. ટેક.
દિલ્લી પધાર્યા જ્યારે પતી તજ્યા સહુ શણગાર,
અંતર વેદના થાય છે ધીકે અંગે અંગાર. સ્વામી૦
જાપ જપુ જુગદીશના કરે સ્વામી સંજોગ,
આરાધી ઇશ્વર માગતી ટળે વહાલા વિજોગ. સ્વામી૦
ધ્યાન ધરી જોગ આદરૂ સ્વામી ના હોય પાસ,
પતિ વ્રત ધર્મો પાળીને વસવું ગોકુલ વાસ. સ્વામી૦
શ્રેષ્ટ નથી સ્વામી થકી મુજ મનમાં છે એમ.
ચકોરને પ્રિત ચંદ્રશું મીન જળને છે જેમ. સ્વામી૦

સોનરાણી સ્નાન કરવા જાય છે તે વેળાએ કોઇંબા તેના અંગના સર્વ ચિન્હ જોઇ લે છે તેમજ ચાંપરાજનો આપેલો રૂમાલ અને કટાર અતીશે પ્યાર કરી માગી લઇને કોઇબા વિદાય થાય છે.)

---

## પ્રવેશ ૮ મો.

## સ્થળ માલણનું ઘર.

માલણ અને શેરબેક મીયાં.

**માલણ—** **રાગ કેરબાનો.**

પૈસા પૈસા પૈસાની છે વાત પ્યારારે—એ રાહ.

લાવી લાવી સમાચાર સહુ લાવીરે,
આવી આવી હું કામ સિદ્ધ કરી આવીરે. ટેક
જમણી ઝાંયે તલ છે કાળો ડાબે રાતો ડાગ.
જુગતિથી મેં જાણી લીધું આવ્યો રૂડો લાગ. લાવી૦
ગોરવરણને ગાલે ટપકુ કાળા સુંદર કેશ,
ડાબા સ્તનની ઉપર તલ છે જોબન જેનો વેશ. લાવી૦
રંગ ભુવન કેરી નીશાની ચીતરી લાવી આજ,
આથમણું છે દ્વાર તેહનું કીધું સરવે કાજ. લાવી૦
ઉગમણું ઢીંક છે પલંગ કેરૂ જાણ,
બાર બારીયો મોહેલ મહીં છે પાંચ હાંડી પ્રમાણ. લાવી૦

સર્વે નીશાની કહી તેથી શેરએક મનમાં ફુલાતા ફુલાતા દિલ્લી બાજુ જાય છે).



## પ્રવેશ ૯ મો.

### સ્થળ અકબરશાહની કચેરી.

### અકબરશાહ, બીરબલ, ચાંપરાજ પહાડસીંહ વિગેરે સામંતો.

(સભાની અંદર શેરએક મીયાં આવીને બાદશાહને સલામ કરેછે અને કહે છે,)

**શેરએક—** **દાદરો.**

ઓ દયાળ ઓ દયાળ ઓ દયાળ રે. એ રાહ.
સરકાર સુનો બાત મેં કહેતા હું આપકુ,
સતી હે ચાંપરાજકી બુલાઈ રાતકુ. ટેક.
કીની મજા દીનરાત ઉનકી પાસ મેં રહા,

નીકલા આધા માસ થાર મુજકુ કહા. સરકાર.
મહોબત કુ ખાતર મુજેકુ બહુ રકમ દીયા;
પીછે આનેમ જલદી મેરી પાસ બચન લીયા. સરકાર.

આથક માસક હો મીલકે મેં મજા વો ઉડાઈ;
સોતાથા એક સેજ મેં દીલધાર બનાઈ. સરકાર.

હુકમ કરો હજુર મેં નીશની સબ કહું,
અવી હે સોનરાણી ઉસકા અંગકી સહુ. સરકાર.

(પછી સર્વ નિશાની બતાવે છે તથી સર્વને નિશ્ચય થાય છે અને આગળની સરત પ્રમાણે આંપરાજને ફાંસી દેવાનો હુકમ થાય છે તે વખત બોલે છે.)

## રાગ ઉપરનો.

**આંપરાજ**—મરનેકુ મેં તૈયાર હું સરકાર હુકમસે,
આકે બખ્ત મેં શાહ દિલ્લીકે બચનસે. ટેક.
પણ એક હે ઉમેદ મેરા દીલકા એ ખીયાર,
રજા દીઓ તો જાય કરુ નારકુ ધીટકાર. મરનેકુ.
ધિક્કાર કહુ નારકુ મેં જાકે ઉસકી પાસ,
કરા નહી કો યાર કભી નારકા વીસવાસ. મરનેકુ.
ઉસકે જાનેસે સરત કીની આપકી હજુર,
ધીટકાર દેના યોગ હે એ રાંડકુ જરૂર, મરનેકુ.
આટ મુજરુ અરજ મેં ખાવીંદ આપસેં,
બચન સુનાકે નારકુ, આવુ તાકીદસે. મરનેકુ.

( બાદશાહ જામીન માગે છે તે વખતે આંપરાજ કહે છે.)

## મુસ્કેલ છે ખાવીંદ—એ રાગ

મુશ્કેલ મુજને મળવા જામીન એવા.
એ શીર સાટે શીર ધરે એવો હોય કેવા.

કોને હું કહેવા જાઊ કરગરી આજે,
હું દીન થાઉતો જાત હાડાની બાજે.
તે માટે આપો રજા ભરોસો આણી,
છુ શુધ્ધ ક્ષત્રી હાડાની જાતનો જાણી.
નારીને કરી ધીટકાર જલદી હું આવું છુ,
હું આપ કદમની આગે કસમ એ લઊંછુ;
વિશ્વાસ ધરીને હુકમ આપ ફરમાવો.
જઈને આવું હું જલદી શાંત સહુ થાઓ.

(આવું આંપરાજનું વચન સાંભળીને એકદમ પહાડસિંહ દરબાર વચ્ચે ઉભો થઈ સરકારને અરજ ગુજારે છે.)

## ગઝલ

સરકાર રજા દીજીએ જામીનગારછું—એ રાગની

જામીન આંપરાજનો હું રજા આપજો,
આવે નહી મુદતપરેતો મુને મારજો. જામીન૦ ટેક
એ મિત્ર માટે શીર આ અર્પણ કરૂંછુ આજ,
નીશ્ચ કરીને નામદાર રાખો મારી લાજ. જામીન૦
પહાડશીંહ આંપરાજ એક પ્રાણ છે,
જુદાઇતો જરા નહી એ સર્વ જાણ છે. જામીન૦
તે માટે દિલ્હીશાહ તુર્ત રજા આપશો,
આવે નહી હાજરતો મારૂ શીસ કાપશો. જામીન૦

**આંપરાજ—** (પહાડશીંહને)

જુમના તટ બંસી બાજ રહી. એ રાગની કુમરી.

મિત્ર ખરો તું મિત્ર ખરો,
ભાઇ આ જગમાં તુ મિત્ર ખરો ટેક
શીરસાટે જે શીર આપેછે.

તેવા જગમાં જુજ નરો. મિત્ર૦
ધન્ય ટેક તારી મુજ બંધુ,
જીવતાં જરા નાહી ડરો. મિત્ર
મૃત્યુ મુખમાં જતાં પડવાનુ,
મિત્ર કુમે આ કામ કરો. મિત્ર

(પછી ચાંપરાજ ખુંદાફોટા તરફ પોતાની રાણીને ધિક્કારવા માટે વીદાય થાય છે.)

## પ્રવેશ ૧૦ મો.

## સ્થળ સોનરાણીનું દીવાનખાનુ.

### સોનરાણી—ખુશરહો સનમજા એ રાગની લાવણી

હું કહુંછુ દાશી આજ કરો તૈયારી,
છે પ્રાણનાથની વર્ષગાંઠ સુભ પ્યારી.
મંગળ છે આજનો દીન સુર્ય સોનાનો,
તૈયાર કરો સાહીત્ય સર્વ પુજનો.
કરૂ અગર ધુપ આરતી આજ ઉમીયાની,
મહાદેવ મુને મળવે નાથ દીલજાની.
આપુ બ્રાહ્મણને દાન વિવિધ પ્રકારે.
વળી આદરવો ઉપવાસ આજનો મારે.
આરંભુ યજ્ઞ દેવોને બળીદાન આપી,
તે દેવ નાખે પાઉનુ કષ્ટ સહુ કાપી.
છે જન્મતિથીનો દીવસ આજનો એવો,
હું થાઉ મગન મનમાંહી દીવાળી જેવો.

(સોનરાણી પુજાનાં સામગ્રી તેયાર કરીને પુજન કરવા બેસ

છે તેવામાં અચાનક ક્રોધાવેશમાં ચાંપરાજ પ્રવેશ કરેછે અને સો નરાણીને કહેછે)

ચાંપરાજ-- રાગ વિજય ટેકનો.

કહું નફટ તુને ધીટકાર સતીતું વ્યભીચારી બનીરે.
ધિક્ક ધિક્ક ધિક્ક તુજ અવતાર. સતી તું૦
કેવું કીધુ તેં અધરમા કાજ. સતી તું૦
ગઇ લોક મહી મુજ લાજ. સતી તું૦
અરે પાપણી મુખ સતાડ. સતી તું૦
કાળુ મુખ મુજને ન દેખાડ. સતી તું૦
થઇ નીર્લજ બોળ્યુ મુજ નામ. સતી તું૦
કીધું તરક સંગાથે કુડું કામ. સતી તું૦
કરી સરત મેં રાખ્યો વિશ્વાસ. સતી તું૦
જેથી થયુ મારૂ જગતમાં હાસ્ય. સતી તું૦
કરી ઢાંગ જપતી જગદીશ, સતી તું૦
ખોયુ શ ખણો મારૂ શીષ, સતી તું૦

એકદમ સોનરાણીને ખડક તાણીને મારવા જાય છે એવામાં દાશીઓ ઝાલી પાડે છે અને કહે છે.

દાશી— સીંહાનો કનરો.

વચન વદો આશું હાકાજી આજે,
છે મુજ બાઇ પતિવ્રત નારી. ટેક.
આ વચનો અગ્નીસમ લાગે છે,
શા વાંકે બનાયા દુખકારી. વચન૦
સાહસ કેમ કરો સુખદાતા,
સાચવી રાખી છે ટેક તમારી. વચન૦
મહાદુ:ખ વેઠી પતિવ્રત પાળે,

રાખે સુનીતિ સદાય સુનારી. વચન૦
આડાની ધારે ખરેખર રહીને,
ભક્તિ કરી ખટમાસ તમારી. વચન૦

**સોનરાણી**–(આંખમાં આંસુ સહિત ગદ ગદ કંઠે,)

**(ધિક ગુવા ધિક મુજને—એ રાગ.**

સ્વામીજી આવું શું વદો ક્રોધે કઠણ વચનજી;
શબ્દ તમારારે સાંભળી સળગે માહરૂ તનજી. સ્વામી૦

આંબરાજ—જારે નફટ ચંડાલણી કહુ તુજને ધિક્કારજી;
જગમાં સુધારી માહરૂ આબરૂ કપટી કુલટા નારજી. જારે૦

સોનરાણી—પ્રાણપતી તો વહાલા તમે સદા પ્રાણ આધારજી;
જોયું નથી મુખ એહનું ખટ માસ નિરધારજી સ્વામી૦

આંબરાજ—જાણું હું નાર હમારને મીઠા બોલવા બોલજી;
શીર પાડુ વિશ્વાસથી જાણ્યો તાહરો તોલજી, જારે૦

સોનરાણી—ક્ષમા કરો નાથ માહરા હું છું પતિવ્રતા નારજી;
કહો તો અગ્નિમા પેસીને કાઢે નિકળું બહારજી. સ્વામી૦

આંબરાજ—પ્રગટ દેખ્યું મે પારખુ હવે બીજુ શું કામજી;
જોયુ સતી સત્ય તાંહરૂ બોળ્યું બાપનું નામજી; જારે૦

સોનરાણી-કુકૃ કર્યું નથી કંથ મેં હુ છું સતી સાક્ષાતજી;
સાહસ કામ કરો નહીં સર્વે વિચારો વાતજી. સ્વામી૦

આંબરાજ—મુખ જોવું લાયક નથી કુડા કર્મ કરનારજી;
વિશ્વાસે કંથ મરાવીશો, ધિક તુજ અવતારજી જારે૦

(રાજા તુરત ધિક્કાર આપીને દિલ્હી તરફ રવાના થઇ જા. વ છે અને આવા પતિના વચન સાંભળી સોનરાણી એકદમ મુરછા ખાઈ ભોંયપર પડે છે. અને દાશીઓ તેને સુધિમાં લા. વે છે ત્યારે બેઠી થઇને વિલાપ કરે છે.)

હરર હાય, જીવ જાય, મન મુઝાય;
તલસે કાય, દુખમાં ડુબાડ્યારે. શુ હવે થશે૦
ઓ પ્રભુ કદી હું શત્ય નવ ચુકીરે;
આપ્યું આળ. દીન દયાળ. ઓ કૃપાળ;
શું ભુપાળ, ગયા મુજ મુકીરે. શું હવે થશે૦

**દાશી—** સદર.

બાઇ શું કરો રૂદન આમ બારીરે,
કરી વીચાર. ધીરજ ધાર, દુખ નીવાર;
પ્રાણાધાર, એજ સુખકારીરે. બાઇ શું૦

શા થકી થયુ તે મનમાં વીચારોરે,
કરો ઉપાય, સુખ થાય, પીયુ મનાય
દુખજાય, એજ ઉરધારોરે. બાઇ શું૦

(સોનરાણી પરમેશ્વરની સ્તુતી કરેછે.

## આશાગોડી.

સહાય કરોરે કૃપાળ મુજને સહાય કરોરે કૃપાળ.
પતિવ્રત સકી નવાર નનીરખ્યા આ ભવમાં કો કાળ. મુજને
શો અપરાધ સતી શીર આવ્યો કર વીનતિ હું બાળ. મુજને
નવજાણ્યુ સ્વામી શીર શું છે દુખી થયા ભુપાળ. મુજને
દૈવ અચાનક આશું પ્રગટ્યુ મુજશીર દીનદયાળ. મુજને
નિર્દોશી હુ નાંશદીન રહુછું ગમ્યો ધર્મ સંભાળ. મુજને

પછીથી સોનરાણી એકદમ દિલ્લી જાયછે.

## પ્રવેશ ૧૧ મો.

## સ્થળ દિલ્લીમાં જુમનાની ત્રઠ.

(સાંપરાજની મુદત પુરી થઇ તોપણ સાંપરાજ આવ્યો નહીં વે

વી ઠરાવ પ્રમાણે તેના જામીન પહાડસિંહને ફાંસી દેવા તઈયાર કરેછે અને તે વખતે તેના સ્ત્રી વિમળાદેવી કહેછે.)

**વિમળાદેવી—** સહીયર દુઃખ શું દાખવું—એ રાગ.

સ્વામીજી મિત્ર માટે થયા આપ મરવા તઈયાર,
ઉજળી આબરૂ જામશે સહુ જગત મોઝાર. સ્વામીજી
ધન્ય તમારી દેહને ધન્ય ક્ષેત્રીની જાત,
અદભુત કામ આ આદરયું ટાળી મિત્રનો ઘાત. સ્વામીજી
આ થકી અધીક નથી કયુ જુઓ જગતમાં કાજ,
પ્રાણપતી આ પ્રતાપથી વધશે લોકમાં લાજ. સ્વામીજી
પણ આ વિયોગ આપનો કેમ વેઠાય દેહ.
શીરછત્ર મુકીને ચાલશો કહીશું કોને સંદેહ. સ્વામીજી
સુનુ લાગે મંદીર સહુ આપવીના એ વ્યર્થ,
વાડા હવેલીને સાહ્યબી નથી કોઈના અર્થ. સ્વામીજી
આપ પાછળ આવીશ હું થોડી વારમાં નાથ,
સતી થઉ સર્વ દેખતાં થાશે સ્વર્ગે સંગાથ. સ્વામીજી.

**પહાડસીંહ—** રાગ ઉપરનો

શોક કદી કરશો નહી પ્રીયા સાંભળો વાત;
દુખ એથી મુજને વધે રહેજો પુત્ર સંગાથ. શોક કદી.
મિત્ર મારો અહી આવશે જાણશે વાત એહ;
આપઘાત કરશે પ્રીયા છોડી નાખશે દેહ. શોક કદી.
માટે ધીરજ તેને આપજો કરે તેવું ન કામ;
પુત્રને સાચવી સુખમાં રહેજો આપણે ધામ. શોક કદી.

(પહાડસિંહના ગળામાં ફાંસીનું દોરડું નાખેછે અને તેજ વખતે એકદમ અચાનક ચાંપરાજ આવી પહોંચે છે અને સબુર કરો સબુર કરો એમ બુમો પાડતો પાસે આવેછે.)

**સોનરાણી-** **લાવણી**

હે પીતાજુલ્મ પતશાહ અરજ આ મારી,
હું ગુણકા થીગ્રી બની હાડાની નારી;
હું પતિવ્રતાનો ધર્મ કદી ના ચુકી,
એ જુઠા બોલો આળ્યો કલંક શીર મુકી.
મેં કદી ન દેખ્યું મુખ અરે એ નરનું;
હું જપ તપ કરવી નામ જપુછુ વરનું;
આવીયા અચાનક નાથ મારી પાસે.
દીધા બહુ કઠણ વચન અરે ઉદાસે.
હુ જાણુ નહી કાંઈ રીત બની છે કેવી,
એ વચન સુણીને થઈ મુડદા જેવી;
આ શેરબેગનું વચન જુઠુ સૌ જાણો,
હુ પતિવ્રતા છુ નાર સત્ય પરમાણો.
પતીના દુખ માટે થઈ ગુણકા આજે,
જો અન્ય પુરૂષને જોઉ પીતા મુજ લાજે.
હુ નથી નીકળી બાહાર કદી ઘરછોડી,
જપતી રાજે પતી નામ પ્રિતડી જોડી.
આ કલંક મુજ શીર મુકયું જુઠુ જાણી,
એ દગો કરીને લાવ્યો સહુ એંધાણી.

પાતશાહ સોનરાણીપર ખુશ થાયછે અને ઘણીજ શાબાશી આપે છે પછી સાંપરાજને બોલાવી રજા આપે છે, અને શેરબેગ પર ઘણીજ ગુસ્સે થાય છે. પણ તેને સાંપરાજ પાદશાહનીપાસે અરજ ગુજારી બચાવે છે.

**ચાંપરાજ**—સોનરાણી પાસે ક્ષમા માગેછે. રાગ સદર

તુ ખરી શુદ્ધ ક્ષત્રાણી આજ મે નીરખી,
છે પવિત્ર તારી જાત કસોટી પરખી;
તુજ ઉપર મુક્યુ મેં આળ કલંક ચઢાવી,
નેકરી ક્રોધની દ્રષ્ટ નહી બોલાવી;
તુ સતી શુદ્ધ અવતાર આજ મેં જાણ્યું,
તુજ પતિવ્રતાનું સત આજ પરમાણ્યું.
ધન્ય ધન્ય પ્રિયા તુજ ટેક વીવેક વધારી,
મુજમાટે થઇ તું અરે ગુણ્યલ નારી.
મેં વચન કહ્યા કે તુને નિરખ્યાં ભારે,
અપરાધી હુ આજે ગુનેગારછુ તારો.

## ઈશ્વર પ્રાર્થના. પડદો પડશે

**સરવપાત્ર**— આ[illegible]

પ્યારી પરમ સુખકાર. જગમાં પ્યારી પરમ સુખકાર. ટેક
સતી સુલક્ષણી નીર્મળ ગુણના, જે ઘર એવી નાર, જગમાં
મીઠાં વચન વદતી બાળા, જાણે સ્વામી સરદાર. જગમાં
પ્રાણથકી પ્રિતમગણી પ્યારો, ભોગવતી સંસાર. જગમાં
તો તે જોડાપર પરમેશ્વર, રાજી રહે નીરધાર. જગમાં
જુઠું કલંક ચડે કો વેળા ઉતારે તે વાર. જગમાં
જુઓ દાખલો ચાંપરાજનો, સોનરાણી સતીનાર. જગમાં
કેવું કલંક ચઢ્યું શીરઉપર, ઉતાર્યું કીરતાર. જગમાં
ગોવરધન વીનતિ કરી કહેછે, એ નરને એ નાર. જગમાં

# समाप्त,

# જાહેર ખબર.

સર્વ સદગ્રહસ્થોને ખબર આપવામાં આવેછે કે આ ઠીકાણે ભાતનાં ગુજરાતી સંસ્કૃત તથા જૈન માર્ગના પુસ્તકો સારી સદ્દા પ્રકાર છાપથી છાપેલાં તેમજ ડીકસનેરીઓ અને સરકારી નિશાળો-માં ચાલતી સર્વ જાતની ચોપડીઓ વીગેરે અમારી દુકાનેથી સર્વના કરતાં સસ્તી કીમતે મળેછે માટે જેને ગમે તે પુસ્તક મંગાવવું હોય તો નીચેને સરનામે પોષ્ટ પેડ કાગળ લખી ખુલાસો કરવો નાટપેડ કાગળ લઈશું નહી.

લી. સેવક.

મુ૦ મનસુખલાલ મગનલાલ.

માણેકવાડમાં ચબુતરા નીચે.

